

આ સ્થળનો વિકાસ હવાખાવાના સ્થળ તરીકે કરવાનું સ્વપ્ન ધરમપુરના રાજવીનું હતું તેથી એમણે ટોચ સુધીનો રસ્તો પણ બંધાવ્યો હતો. હાલમાં ત્યાં છત્રી છે. ઇ.સ.૧૯૨૮માં ગવર્નર વિલ્સને ધરમપુર રાજ્યની મુલાકાત વખતે એમની પ્રતિમા અને ઉપર સરસ છત્ર સાથે આ સ્મૃતિસ્થળ ખુલ્લું મૂક્યું હતું. હવે પ્રતિમા લેડી વિલ્સન મ્યુઝિયમમાં છે. પ્રવાસન સ્થળ તરીકે આ સ્થળના વિકાસની વાત હવે વેગીલી બની ગઇ છે.

વિલ્સન હિલ જેટલું સૌંદર્ય ધરમપુરના જંગલમાં ઠેરઠેર પથરાયેલું છે. ચોમાસામાં એનું સ્વરૂપ ખીલી ઉઠે છે. નદીઓ મસ્તમોજીલી વહે છે. પ્રકૃતિ ચાહકો માટે એ સમય અને સ્થળ ખાસ આકર્ષક છે. ઈકો ટુરીઝમ અને મોન્સુન ટુર માટે એના વિકાસને મહત્ત્વ આપવામાં આવી રહ્યું છે.

વનૌષધી માટે કપરાડા તાલુકાના પાનસ ખાતે દેશનો સૌ પ્રથમ ઔષધીય ઉદ્યાન બનાવાયો છે. આવું જ પ્રાકૃતિક માહિતી સભર કેન્દ્ર અને વનરાજીથી શોભતા દાબખલ ગામે 'સહ્યાદ્રિ સૃષ્ટિ સેન્ટર' શરૂ કરાયું છે. દાબખલ ધરમપુર-નાસિક રોડ પર કપરાડાથી ૧૦ કિ.મી.ના અંતરે છે. પાનસમાં જ પૂ.પાંડુરંગજી દાદા પ્રેરિત સ્વાધ્યાય પરિવાર દ્વારા ધૌમ્યવૃક્ષ મંદિર છે. આવું જ વૃક્ષ મંદિર વલસાડમાં ભગોદ ખાતે અગત્સ્ય વૃક્ષ મંદિર છે. જેમાં વૃક્ષોનું જતન થાય છે.

કપરાડા તાલુકામાં વલસાડ-નાસિક રાજ્ય ધોરીમાર્ગ પર પાનસ ગામના પાટિયાથી આશરે બાર કિ.મી. દૂર અરણાઇ ગામે ગરમ પાણીના કુંડ છે. અહીં શિવજી અને માતાજીનું મંદિર છે.

વલસાડ તાલુકાના ભૂતસર ગામે મહાલક્ષ્મી માતાજીનું હજારો વર્ષ જૂનું પ્રાચીન મંદિર છે. જે સ્વયં પ્રગટ થયાની લોકવાયકા છે. ચૈત્રી પૂનમે અહીં ભવ્ય મેળો ભરાય છે.

ધરમપુર-વલસાડ રોડ પર વાંકલની બાજુમાં ફલધરા ગામે જલારામ મંદિર છે. અહીં દર્શનાર્થીઓ માટે રોજ અન્નક્ષેત્ર ચાલે છે. વિના મૂલ્યે દવાખાનું પણ ચાલે છે.

સાહિત્ય, આધ્યાત્મ, પર્યાવરણ અને સેવા પ્રવૃત્તિઓના સમન્વયનો સંગમ એટલે ઋષિ કવિ મનિષી પૂ.મકરન્દભાઇ દવે અને સાત પગલાં આકાશમાં જેવી નારી ચેતનાની દીવાદાંડી જેવી નવલકથાના સર્જક કુન્દનિકાબહેનની આનંદ આશ્રમની પરિકલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવા કાર્યરત કેન્દ્ર એટલે નંદિગ્રામ. મહાનગરથી તળપદા જનપદ સુધીની યાત્રા બાદ ધરમપુર-વાંકલ રોડ પર વલસાડ તાલુકામાં 'નંદિગ્રામ' નામના સ્વપ્નનું સર્જન કરી તેઓ બન્ને મિત્રો સાથે સ્થાયી થયાં. અહીં મકરન્દભાઇની સ્મૃતિમાં શાંતિમય-કલામય સમાધિ સ્થળ છે.

આઝાદી પછી ખેડ સત્યાગ્રહથી વિખ્યાત બનેલું પારડી ઐતિહાસિક સ્થળ છે. પારડીનું સાચું નામ કિલ્લા પારડી છે. જે સોળમી સદીમાં બનેલા કિલ્લાના કારણે પ્રખ્યાત છે. સૂરત પર ચઢાઇ કરતાં પહેલાં શિવાજીએ અહીંના શિવ મંદિરમાં પૂજા કરી હતી. દમણમાં પોર્ટુગીઝના અમલમાં પારડી મહત્ત્વનું લશ્કરી થાણું હતું. પારડી પંડિત સાતવળેકરજીના સ્વાધ્યાય મંડળ થકી પણ મહત્ત્વની ઓળખ ધરાવે છે. અહીંથી વેદ-સંદેશ સામયિકનું પ્રકાશન થાય છે. અહીં વિશાળ તળાવ છે.

બગવાડા એના પ્રાચીન જૈન દેરાસરથી, નાનામોટાં વીસ મંદિરોમાં અલ્લશકિત થકી બનાવાયેલા સિધ્ધનાથના શિવ મંદિર અને અર્જુનગઢ પરના મહાલક્ષ્મી મંદિરના કારણે ઐતિહાસિક-ધાર્મિક મહત્ત્વના પ્રવાસન સ્થળ તરીકે નોંધનીય છે. જૈન મંદિર પાલિતાણાની યાદ અપાવે છે.

ધૌમ્ય ઋષિના નામ પરથી ધૌમ્ય ગંગા અને એનું અપભ્રંશ 'દમણગંગા' નામાભિધાન થયું.



અહીં લવાછામાં શિવજીનું મંદિર છે જે સ્વયંભૂ મનાય છે. મંદિર પરિસરમાં પીપળાના વૃક્ષ નીચે ઘસાયેલા શિલાલેખ પર ૧૩૧૦ કે ૧૩૧૭ જેવો આંકડો વંચાય છે. લવાછામાં હોળી ધૂળેટી પર ત્રિદિવસીય મેળો ભરાય છે. જેમાં ગુજરાત, સેલવાસ તેમજ દાદરા-નગરહવેલીના લોકો મોટા પાયે ઘૂમે છે. આ મંદિર એની પ્રાચીનતા સાથે પ્રાકૃતિક સૌંદર્યથી પણ સદાબહાર રહે છે.

દમણગંગા નદી પરનો મધુબન બંધ વલસાડથી ૫૫ કિ.મી. દૂર દાદરા નગરહવેલીને અડીને આવેલો છે. જૂન ૧૯૮૯માં એ બંધાયો, સહ્યાદ્રિમાંથી નીકળતી નદીની લંબાઇ ૧૩૧ કિ.મી. છે. કુલ સ્ત્રાવ વિસ્તાર ૧૮૧૩ ચો.કિ.મી. છે. આ ડેમના પાણીનો લાભ ગુજરાત, દાદરા નગર હવેલી અને દમણને ખેતી તથા ઉદ્યોગ માટે મળે છે.

પારડી પાસે આવેલું પલસાણા (ગંગાજી) રામેશ્વર મહાદેવનું મંદિર અને કુદરતી પાણીના કુંડના કારણે વિખ્યાત છે. લોકવાયકા એવી છે કે, શ્રી રામે તીર મારી અહીં પાણીનું ઝરણું ફોડયું હતું. અહીં શિવલિંગની પૂજા કરી હતી. અહીં શિવરાત્રિએ મોટો મેળો ભરાય છે. ગ્રામજનો અહીં પિતૃ પૂજા પણ કરે છે.

ઉદવાડાના પારસી તીર્થસ્થળ અંગે આ પ્રકરણમાં ઉલ્લેખ આગળ કર્યો છે. ઉદવાડા દરિયા કિનારે આવેલું છે. નદીનું નામ પરીઆરી છે. રાષ્ટ્રીય ધોરીમાર્ગ નં.૮ અહીંથી આઠ કિ.મી.ના અંતરે, જિલ્લાનું અંતર ૩૦ કિ.મી. અને તાલુકા મથકથી ૧૫ કિ.મી. દૂર છે. ૧૭૪૨માં નવસારીથી આતશબહેરામ અહીં છુપી રીતે લાવ્યા બાદ સ્થાપના થઇ ત્યારથી આ સ્થળ પારસીઓનું પવિત્ર યાત્રાધામ છે. તેની સાથે આપણા માટે અલભ્ય ‘હેરિટેજ’ છે.

તે રીતે સંજાણ પારસીઓ માટે ‘ગેટ વે ઓફ ઇન્ડિયા’ કહી શકાય. અહીં પારસી અગિયારીના ચોગાનમાં કીર્તિસ્તંભ પર જાદીરાણાએ પારસીઓના કરેલા સત્કારનો શિલાલેખ છે. સ્તંભ પર ધરોહરનું પ્રતીક છે. પુરાતત્ત્વીય સંશોધન દ્વારા સાબિત થયું છે કે સંજાણ ‘સિલ્કરૂટ’ પરનું અતિ મહત્ત્વનું બંદર હતું. ઉપરાંત અહીંનો ‘ચાલતો આંબો’ અજાયબી જેવો જ છે. સંજાણ જિલ્લા મથકથી ૫૬ કિ.મી. દૂર છે. અમદાવાદ-મુંબઇ રેલવે લાઇન પર છે. નેશનલ હાઇવે નંબર આઠથી બાર કિ.મી.દૂર છે.

ઉમરગામ તાલુકો મહારાષ્ટ્રની સરહદ પર છે. ઉમરગામ વૃંદાવન સ્ટુડિયોના કારણે ખાસ પ્રખ્યાત છે. જ્યાં રામાયણ સિરિયલનું શૂટિંગ થયું હતું. ઉમરગામનો દરિયો શાંત, રમણીય છે. દીવાદાંડી પણ છે. નારગોલનો દરિયો પણ મોહક છે. ફાઇન આર્ટસ કોલેજ, નવસર્જન સ્કૂલ ખાતે આવેલી મહર્ષિ અરવિંદની સમાધિ પણ પ્રવાસીઓ માટે મહત્ત્વ ધરાવે છે.

ભીલાડ સ્ટેશનથી ૧૪ કિ.મી. દૂર ઉમરગામના કલગામ ખાતે ૫૦૦ વર્ષ જૂના રાયણના વૃક્ષના થડમાં હનુમાનજીની મૂર્તિ પ્રગટી જે રાયણીવાળા દાદા તરીકે પ્રખ્યાત છે. શ્રાવણ માસના ચોથા શનિવારે અહીં મેળો ભરાય છે.

ભીલાડથી ચાર કિ.મી. દૂર નંદિગામે સીમંધર સ્વામી જિન મંદિર છે. એમની ૮૧’ ની ભવ્ય પ્રતિમા અહીં બિરાજમાન છે. અહીં ઉદ્યાન, ધર્મશાળા, ગૌશાળા, બાળ ક્રીડાંગણ, ભોજનશાળા અને વિરામગૃહની સગવડ છે.

અહીં ધાર્મિક આસ્થાના સ્થાનકો, કુદરતી સ્થળો, દરિયા કિનારા, મ્યુઝિયમ, વનૌષધિ બગીચા, વિજ્ઞાન કેન્દ્ર, આધ્યાત્મ કેન્દ્ર, ઐતિહાસિક સ્થળ, ફિલ્મીસ્તાન આવા અનેક પર્યટન સ્થળની ઝલક

લીધી. પ્રવાસન ઉદ્યોગના વિકાસ માટે આ જિલ્લો પસંદગી પામ્યો છે. અહીં ઈકો ટુરીઝમ ટચ ધરાવતા ફૂડ-હેન્ડીક્રાફ્ટ-મેળા, ખાદી-વસ્ત્ર મેળા, આદિવાસી-ગુજરાતી અલંકાર આભૂષણોના પ્રદર્શન, આદિવાસી કલા કેન્દ્રની પવૃત્તિઓ, સાહિત્ય-સંગીત-નૃત્યના વિશિષ્ટ કાર્યક્રમો, અદ્યતન નાટ્યગૃહો, ફિલ્મીસ્તાન સાથે તાલીમ કેન્દ્ર જેવી પ્રવૃત્તિઓ વિકસી છે. ઈકો ટુરીઝમમાં પક્ષીઓનું મહત્ત્વ ખાસ આ વિસ્તાર સંદર્ભે સમજવા જેવું છે. વલસાડ જિલ્લામાં ૭૮ પ્રકારના પક્ષીઓ નોંધાયેલા છે. જેમાં વિવિધ બતકો, ઝાડચડ, બલેડા, બુલબુલ, નીલકંઠી, પાન્ડુશામા, દૂધરાજ, માખીમાર, નાચણ, લટોરા, રાજાલાલ, ભીમરાજ, વૈયું, કાબર, સુઘરી, પીલકીયો, ભોંચકલી, અગીયા, ખેતરીયો, ફૂલ સુંઘણી, શક્કરખોરો, લાજના, લક્કડખોદ, પોપટ, કોયલ, કલકલિયો, માલકોહા, ઘુવડ, વનચીબરી, સાપમાર, હરિયાળ, બાજ, દરિયાઈ અબલખ, સળીપુચ્છ ગારાખોદ, પાનકાંકણાસર, ટીટોડી, ધોંમડા ધોંમડી, કરકરા, ઢોંક, ડુબકી, ચકલી, કાગડા, સુરખાબ અને મોર-ઢેલ વગેરે છે.

આ પક્ષીઓ 'પ્રવાસી પરિવાર' જેવાં છે. એમનાં પ્રજનન સ્થળોનું વૈવિધ્ય દેશ-પરદેશ છે. કાશ્મીર, એશિયા, યુરોપ, રશિયા, બલુચીસ્તાન, સાબિરીયા, ઈરાન, આફ્રિકા, ચીન, તિબેટ, તુર્કિસ્તાન, હિમાલય, સમગ્ર રાજ્ય, સમગ્ર રાષ્ટ્ર અને સ્થાનિક સ્તર સુધી છે.

વલસાડી શું શું વખણાય ? વિલ્સન હિલ, વલસાડી હાફુસ, વલસાડી હાઈકુ, વલસાડી ખાયણાં, વલસાડી દરિયો, વલસાડી ઘેરૈયા, વલસાડી વડ અને સાગ, વલસાડી ઉબાડિયું અને તમામથી વિશેષ 'વલસાડી વાત...'







